# अथ ऋग्वेद त्रिकाल संध्या प्रारंभः ॥

प्रसिद्ध करनार

होरा, केसरपरसाद उर्फे गण पतीपरसाद, वि. मोतीनाथ.

अमदावाद

मामानी हवेली मध्ये यु० प्री० अने ज० ए० कं० "लिमिटेड"ना प्रेसमां

रणछोडलाल गंगारामे छापी.

# ॥अथप्रातःस्नानविभुतिधारण त्रिकालसंध्याप्रारंभः॥

## प्रस्तावना

આ વેહેવારીદી શાસ્ત્રોમાં બ્રાહ્મણોને મુખ્ય પદવી. તેમાં વેદ કહેલાં મુખ્ય ત્રણ જાતના કર્મ કેહેવાયછે. ૧ નિત્ય. ૨ નૈમિત્તિક. ને ૩ કામ્ય. એ ત્રણ, તેમાં નિત્ય કર્મ વિધિ સબળછે તે આવસ્ય કરયા વના ચાલતુજ નથી, કેમકે જે કરવાથી ઈચ્છીતફળ ન થાય, પણ ન કરે તો પ્રત્યવાય બહુ લાગે. જેમકે ન્યાયાધિશનો હુકમ પાળ્યા વના ચાલેજ નહી તેમ નિત્ય કર્મ કરયા વના ચાલેજ નહી. શાથી, કે ઈશ્વરનો હુકમછે, તે હુકમ (દ્વીજ) બ્રાહ્મણ, ક્ષત્રી, વૈસ્ય, ને માટેજછે. એવા નિત્યકર્મમાં સંધ્યા એ પેહેલી મોટી પદવી ધરાવેછે કે તે વગર દ્વીજ ત્રણ ... ... પ્રમાન થઈ જાયછે. ને એવુ છતા ... પર રહ્યા પણ ખુદ બ્રાહ્મણો સંધ્યા ... નથી ને તે જાણતા છતા કરતા નથી. તેવા દ્વા० ... મનુસ્મૃતિનું વચન ખુબ હમેશ યાદ રાખવા સારૂ નાખ ... ખલ કરેવું પડ્યુંછે.

नोपातिष्टतिय:पूर्वानोपास्तेयश्चपाश्चिमां ॥
सशुद्रवत्बाहिष्कार्यःसर्वस्माद्विजकर्मणः॥

આ રીતેછે તોપણ સંધ્યાનો ભાવ પુછતા નથી ને હમે બ્રાહ્મણ છીયે એવું અભિમાન ધરાવેછે એ કેવું તાજુબછે ! આમ થવાનું કારણ આળસ શિવાય બીજુ શુંછે. એવા આળસનો ત્યાગ કરી પોતાના નિત્ય કર્મમાં રેહેવાની ધારણાથી આ ટુકી રીતની સંધ્યા શાંખ્યાયન સુત્રાનુસાર અને પ્રયોગ દીપ જેવા પ્રખ્યાત ગ્રંથમાંથી વેદ શાસ્ત્ર સંપન્ન श्रौतस्मार्त्तकर्मानुष्ठानि શ્રીમાન પંડ્યોપ નામક पितामह વાસુદેવ ઉપનામ મંગળશંકર ગોવીંદદેવજીયે રચેલીને. આશરે સંવત ૧૯૨૦ ની સાલમાં ધર્મ સભા ટુટી જવાથી સંધ્યા વિગેરે બંધ પડી જવાના હેતુથી પ્રખ્યાત કરવાની રહી ગઈ ને પોતે સંવત ૧૯૨૯ ના ફાગણશુદી ૮ ને દીવસે સવારના પાંચ કલાકે કૈલાસ વાસ થઈ ગયા ને તેમની આપેક્ષા રહી જવાથી ( ધર્મ સભાની) આ ઋગવેદ ત્રિકાળ સંધ્યા સર્વથી સમજી શકાય એટલા સારૂ ગુજરાતીમાં ટીકા મેં કરાવીછે એવી આશાથી જે ... રાખી આવશ્ય

... તાના મળે કરતાં શોભે

... આ સંધ્યાનું કર્મ હમેશ કરવું. પરંતુ

જે... જને બ્રહ્મયજ્ઞ તર્પણ વૈશ્વદેવ વીગેરે કરવાનું છે પણ નથી કરતા તેથી બહુ પ્રાયશ્ચિત લાગેછે શાથી જે નિત્ય કર્મ હમેશ કરવું જોઇએજ તે વીગેરેનું પુસ્તક (आह्निक) એવા નામનુંછે તે જો પોતાની ઇચ્છા હોય કે તે સવારથી તે સાંજ સુધી નિત્યકર્મ કરવુંછે એવી પોતાના મનને વિશે હોંશ

હોય તો દ્વિવેદી બાલાભાઇ ભગવાનજીની પાસેથી વેચાથી મળશે.

## संध्या, गायत्री, ए शुं छे तेनी चेमुजब जाणवुं

(संधिकाले पास्यत्वात्संध्या.) એટલે રાત્રિ દિવસમાં સંધી, (प्रातःमध्यान. सायंकाळ.) એ ત્રણ તે સંધિ, તે વખતે ઉપાસના થાયછે. તેનું નામ સંધ્યા. અથવા (सम्यक्ध्येयत्वात्संध्या.) સારી રીતે ધ્યાન કરાયછે માટે સંધ્યા. સંધ્યાની આવશ્યકતા અને તેમાં સુર્યનું ધ્યાન તથા ગાયત્રી જપ એ બે મુખ્યત્વ કર્મછે. ને બાકી અંગ કર્મછે તે, તથા સંધ્યા વંદનથી બ્રહ્મ પ્રામી થાયછે. એવું નીચેની સ્મૃતિમાં લખ્યુંછે.

(उद्यंतमस्तमयंतमादित्यमभिध्यायन्कुर्वन्ब्राह्मणो विद्वान्सकलंभद्रमश्नुतेऽसावादित्योब्रह्मेतिब्रह्मैव सन्ब्रह्माप्नोतियएवंवेदिति)

વ્યાખ્યા. ઉદય પામતાં અને અસ્ત પામતા સૂર્યને ધ્યાન કરનારો વિદ્વાન બ્રાહ્મણ સઘળા કલ્યાણને ભોગવે છે. અને આ સૂર્ય બ્રહ્મરૂપ છે માટે બ્રહ્મરૂપ થયેલો બ્રહ્મને પામેછે.

સંધ્યા. એટલે સૂર્યમાં રહેલુ બ્રહ્મનુ ધ્યાન કરવું. તે બ્રહ્માથી માંડીને સ્તંભ. (सूक्ष्मतरजंतु) પર્યંત બધાને કરવું જોઇએ. તેમાં "હું તે સચ્ચિદાત્મા" નો દાસછું. એ ભાવે અથવા "હું તેજછું" એવી બુદ્ધિવડે ધ્યાન ધરવું તેનું નામ સંધ્યા.

ગાયત્રી—એટલે ગાય એટલે ગાનારો. (ગાયત્રી જપ કરનારો) તેને ત્રી એટલે (પાતકોપ પાતકથકી) રક્ષા કરનારો.

ગાયત્રી જપમાં ષડંગન્યાસ છે નહી. શાથી જે એ અવૈદિક છે. માટે (बहवृचपरिशिष्टमा) ના પાડીછે.

આ સંધ્યા લંબાવી, તેની હકીકત સાથે લખી છે તેનું કારણ એછે જે ખોટી રીત ન થાય ને તેમાં હોય તે પ્રમાણે થઈ શકે, ને વેહેમ ન લાગે. તે વાસ્તે કારીકાને તેની ટીકા સાથે પ્રસિદ્ધ કરવી પડી છે. કેમકે કરનારને ને સમજાવનારને સારી રીતે સુગમ પડે.

આપણે સર્વે બ્રાહ્મણો સંકલ્પ વખતે માસ, તિથિ, વાર, એ સર્વે બોલવામાં ગણોક ફેર પડેછે ને ખોટુ બોલાય છે તે વાસ્તે નીચે મુજબ જણાવવું પડ્યું છે. કે તેજ પ્રમાણે બોલવું. ને બોલાયજ.

(अत्राद्य अदोमासे) જેમકે कार्तिकमासे मार्गशीर्षमासे पौ-
१ કાર્તક મહિનો २ માગશર ૩

षमासे माघमासे फाल्गुनमासे चैत्रमासे वैशाखमासे ज्येष्ठमासे
પોસ ૪ મહા ૫ ફાગણ ૬ ચૈતર ૭ વૈશાખ ૮ જેઠ
आषाढमासे श्रावणमासे भाद्रपदमासे आश्विनमासे આરીતે
૯ અસાડ ૧૦ શાવણ ૧૧ ભાદરવો ૧૨ આસો
મહિનાના નામ.

(अदःपक्षे) જેમકે शुक्लपक्षे कृष्णपक्षे આરીતે પખવાડીયા.
સુદ વદ

(अदस्तिथौ) જેમકે प्रतिपत्तिथौ द्वितीयायातिथौ તેમજ
१ પડવો २ બીજ

तृतियायां चतुर्थ्यां पंचम्यां षष्ट्यां सप्तम्यां अष्टम्यां
૩ તીજ ૪ ચોથ ૫ પાંચમ ૬ છઠ ૭ સાતમ ૮ આઠમ
नवम्यां दशम्यां एकादश्यां द्वादश्यां त्रयोदश्यां चतुर्दश्यां
૯ નોમ ૧૦ દશમ ૧૧ અગીયારસ ૧૨ બારસ ૧૩ તેરસ ૧૪ ચૌદસ
पूर्णमास्यां अमावास्यां
૧૫ પુનમ ,, અમાસ

(अदोवासरे) જેમકે भानुवासरे चंद्रवासरे भौमवासरे सौम्य-
૧ રવી ૨ સોમ ૩ મંગળ ૪ બુધ
वासरे गुरुवासरे भृगुवासरे मंदिवासरे
૫ ગુરૂ ૬ શુકર ૭ શનિ

હવે બે તિથિઓ એકઠી હોય ત્યારે શી રીતે કહેવી. જેમકે
(प्रतिपत्सह द्वितीयायातिथौ. द्वितीयायासह त्रतिययातिथौ. इत्यादि)
આ રીતે ભણવું. પછી આંગળીઓના નામ જેમકે
अंगुष्ट तर्जनी मध्यमा अनामिका कानिष्टिका
૧ અંગુઠો ૨ પેહેલી ૩ બીજી ૪ ત્રીજી ૫ ચોથી

આ પ્રમાણે જ્યાં સંકલ્પ આવે ત્યાં આગળ ઉપર પ્રમાણે બાળબોધી અક્ષરવાળા શબ્દ બોલવા. ગુજરાતી અક્ષર બોલવા નહી.

વહોરા કેસર પરસાદ વી. મોતીનાથ
દ્વિવેદી બાલાભાઈ ભગવાનજી સહી



# अथ प्रातःस्नानविधिः

श्रीगणेशायनमः॥नत्वाश्रीगुरुपादाब्जंतथाशां
खायनस्य,गोविंदेवस्यात्मजोहंप्रातःसंध्यादिमाच
रेत्।।१॥अथशांखायनसूत्रानुसारप्रयोगदीपोक्त
संध्यात्रयप्रयोगः।।चतस्रोघटिकारात्रीरहितश्चेत्त
दाऽरुणोदयकालंस्तत्रमुनिनास्नानकालोयं गंगा
स्नानसमःप्रातःस्नानसमयःस्यात्इतिकारिकास्मृ
ते.सूत्रादौसंध्यायांसर्वत्रकर्मकरतत्वातइतिसूत्रे।।
अथप्रयोगः॥अथाशक्तौनद्यायुध्धृत्तजलेगृहेच

स्नानविधिः नदीए जवाने अशक्तवान होय तो पोताने घेर
स्नान करवानी विधि तथा नदीये करवानी विधि.स्नानस्थलेगत्वा
ज्यां स्नान करवानुं ठेकाणुं छे त्यां जैने गृहाभिमुखोपविश्य
पोताना घरनां (ओरडा) सामु उभा रहीने वा बेसीने

शीतासुअप्सुउष्णानिक्षेप्यनतूष्णासुशीताः॥

टाढा पाणीमां उनुं पाणी नाखवुं. उना पाणीमां टाढुं
पाणी न नाखवुं तेम करीने पाणिस्थूहस्तौपादौमक्षाल्य ते

પાણીએ પોતાના હાથ પગ ધોઈ નાખવા. પછી शिखाबध्वा ચોટલીની ગાંઠ બાંધવી विष्णुंस्मरेत् હાથ જોડીને વિષ્ણુનું સ્મરણ નીચે મુજબ કરવું.

इदंविष्णुर्मेधातिथिःकाण्वोविष्णुनिचृद्गायत्री॥वि ष्णुस्मरणेविनियोगः॥

(એ બધાનો વિષ્ણુનુ સ્મરણું કરવામાં ઉપયોગ છે.)

ॐभूर्भुवःस्वःइदंविष्णुर्विचक्रमेत्रेधानिदधेपदं॥स महूळमस्यपाँसुरे॥१॥इतिस्मृत्वा

એ રીતે સ્મરણ કરીને दक्षिणहस्तेजलंगृहित्वा જમણા હાથમાં (જલ) પાણી લઈને

अत्राद्यअदोमासेअदःपक्षे,अदस्तिथौ,अदोवासरे

મહીનો પખ્યાડીયું તિથિ વાર જે હોય તે કહિને નીચે મુજબ ભણવું.

मम,त्रिविधंकायिकं,चतुर्विधंवाचिकं,त्रिविधंमान संत्रिविधंयोगसंभूतामितिअधिकदशविधिपापक्षया र्थंकरिष्यमाणःप्रातःसंध्यादिनिमित्तंचनद्याद्युद्धृ तोष्णोदकेनवासीतोदकेनवाकुपोदकेनस्नानमहंक

रिष्ये॥ तिसंकल्प्य॥

આ રીતે સંકલ્પ કરવો. પછી નહાવાના પાણીમાં

जलमध्येचतुरस्रांतीर्थंप्रकल्प्य॥

જે નાવાનું પાણી છે તે પાણી મધે પાંચે આંગળિઓથી ચોખંડો આકાર કરીને તીર્થ મન કલ્પીત કરવું. તે કલ્પીને

तत्रवरूणमावाह्य

વરૂણનું આવાહન કરવું. તે નિચેના મંત્રથી.

तत्वायामीत्यस्यआजीगर्तिशुनःशेपःकृत्रिमोवैश्वामित्रोदेवरातोवरुणस्त्रिष्टुप्॥ वरूणआवाहनेविनियोगः॥ ॐभू० तत्वायामिब्रह्मणावंदमानस्तदाशास्तेयजमानोहविर्भिः। अहेळमानोवरूणेहबोध्युरुशंसमानःआयुःप्रमोषीः॥ इतिआवाहनं॥

+ (એ સોનો વરૂણના આવાહનમાં ઉપયોગ.)

આ રીતે આ વાહન કરીને

गंगायाद्वादशनामानिस्मरेत्॥

ગંગાના બાર નામનું સ્મરણ કરવું તે નીચે મુજબ स्कांदे गंगावाक्यं॥ સ્કંદ પુરાણમાં ગંગાજીએ કહ્યું તે આ રીતે.

नंदिनीनलिनीसीतामालतीचमहापगा॥विष्नुपादा

ब्जसंभूतागंगात्रिपथगामिनी॥१॥भागीरथीभोग

वतीजान्हवीत्रिदशेश्वरी॥द्वादशैतानिनामानियत्र

यत्रजलाश्रये॥२॥स्नानोद्यतःपठेन्नित्यंतत्रतत्रवसा

म्यहं॥इतिस्मृत्वा॥

ગંગાનું બોલવું છે કે જ્યાં સ્નાનનું જળ છે તે જળમાં મારૂ આ બાર નામના સ્મરણ કરવાથી તે જળમાં હું વાસ કરૂં છું,

એ રીતે સ્મરણ કરીને शिखाविमुच्य શિખા છોડવી. केशान्विधाकृत्वा કેશ છુટા કરી નાખવા.स्नानंकृत्वा સ્નાન કરવું. તે કરીને

दर्भैर्मार्जनंकुर्यात्।दर्भवतीमार्जनकरवुं.

એટલે માથા ઉપર પાણી જે નાહાવાનું છે, તેમાંથી કરવું. તે આ મંત્રવડે

तद्विष्नोरितिमेधातिथिःकाण्वोविष्नुर्गायत्री॥दर्भै

र्मार्जनेविनियोगः॥

(એ સૌની દર્ભના માર્જનમાં ઉપયોગ)

ॐभू॰तद्विष्णोःपरमंपदंसदापश्यंतिसूरयः॥दिवी

वचक्षुराततं॥इतिमार्जनं.

આ રીતે માર્જન કરીને.

स्नानस्थलादुत्क्रम्याआपोअस्मानितिजपेत्।

જ્યાં સ્નાન કરવા બેઠા છીએ ત્યાં આગળ નીચેનો મંત્ર ભણવો સ્નાન કરીને.

आपोअस्मानितिदेवश्रवायामायनआपस्त्रिष्टुप्॥ज+पेविनियोगः॥

+ (એ સૌનો જપમાં ઉપયોગ)

ॐभू०आपोअस्मान्मातरःशुद्धयंतुघृतेननोघृतप्वः पुनंतु॥विश्वंहिरिप्रंप्रवहंतिदेवीरुदिदाभ्यःशुचिरापूतयेमि॥

આ મંત્ર ભણીને

ततोधौतेअरजकप्रक्षालिते।सदृशेपूर्वोत्तराग्रप्रसारिते।शुष्के,अनग्निदग्धे,अच्छिद्रेऽसूच्यविद्धेअमलिनेगैरिकादिरंगरहिते।पट्टसूत्रनिर्मितेकार्पासमूत्रनिर्मितेवासमीअस्योत्तरीयोद्वेवस्त्रेपरिधाय।

ધોબીનું ધોએલું નહી એવું. પૂર્વ ઉત્તર તરફ છેડા રાખી સુકવેલું એવું. સુકાએલું. અગ્નીથી દાઝેલું નહી એવું. કાણું પડેલું નહી. સોયથી શીવેલું નહી. મેલું નહી. ગેરુ આદિ રંગેલું નહી એવું. અને રેશમી અથવા સુતરનું એવાં બે વસ્ત્ર ધારણ કરવાં. એ રીતે વસ્ત્ર પેહેરવું. ને એક પાસે રાખવું.

श्रीपर्ण्यादिप्रसस्तदारुमयेषोडशांगुलदीर्घेद्वादशांगुलविस्तृतेपीठेपूर्वाभिमुखोपविश्य॥

શ્રીપરણિના લાકડાનો પાટલો. સોળ આંગળ લાંબો, બાર આંગળ પોહોળો, એવા પાટલા ઉપર પૂર્વના સામુ બેસવું. પછી આસનને નમસ્કાર. (પૃથિવ્યૈનમઃ॥इति) કરીને આસન ઉપર પૂર્વના સામુ એટલે સૂર્યના સામુ બેસવું. ચાર પછી વિભુતી કરવાની વીધી તે નિચે મુજબ.

यदद्यकच्चवृत्रहन्नित्यनयाहचापक्षद्वयोर्विधिवत्तिलकंविदध्याद्विभूतिधारणंवाकुर्यात्.। तद्विधिः॥

તેના બે પક્ષ છે. તેની વિધિ.

તીલક કરવું અથવા વિભુતી ધારણ કરવી. તે નીચેના મંત્રવડે

यदद्यकच्चवृत्रहन्नित्यस्यशुवक्षऋषिः।त्रिष्टुप्छंदः॥ सूर्योदेवता॥तिलकधारणेविनियोगः॥

[1] (એ સૌનો તિલક ધારણ કરવામાં ઉપયોગ)

ॐयदद्यकच्चवृत्रहन्नुगाअभिसूर्याः॥सर्वंतदिंद्रतेव
से॥इतिमंत्रेण

આ મંત્રવડે કરીને

उध्र्ध्वपुंड्रंत्रिपुंड्रंवाकुर्यात्॥

ઉભું વા આડું ત્રણસેરનું તીલક કરવું. અથવા હુતાग्ने र्भस्मादाय અગ્ની હોત્રની વિભુતી वामकरेकृत्वा ડાબા હાથમાં લેવી તે લઈને ફોરી જમણા હાથવડે સર્વાંગે ચોપડવી. ત્યાર પછી जलेनालोड्य તેમાં પાણી નાખી હાથમાં એકમેક કરવી.

मध्यमानामिकांगुष्ठैर्गृहित्वा॥

પછી અંગુઠાથી ત્રીજી ને ચોથી ને અંગુઠો એ ત્રણ આંગળીઓ એકઠી કરીને त्रिपुंड्रंधारणंकुर्यात् ત્રણસેરોએ વિભુતી ધારણ કરવી. તે નિચે પ્રમાણે तद्यथा તે આ રીતે

त्र्यायुषेतिपंचभिर्मंत्रस्यवामदेवऋषि.स्त्रिष्टुप्॥
विभूतिधारणेविनियोगः॥

' (એ સૌનો વિભુતી ધારણમાં ઉપયોગ.)

ॐत्र्यायुषंजमदग्ने.इतिमंत्रेण

આ મંત્રવડે કરીને (ललाटेत्रिपुंड्रंकुर्यात्) કપાળે ત્રણ રેખાઓ કરવી. एवं એ રીતે

ॐकश्यपस्यत्र्यायुषं. इतिमंत्रेण

આ મંત્રવડે (हृदये) છાતીએ કરવી.

ॐअगस्त्यस्यत्र्यायुषं। इतिमंत्रेण

આ મંત્રવડે (दक्षिणस्कंधे) જમણે ખભે કરવી

ॐ यद्देवानांत्र्यायुषंइति मंत्रेण.

આ મંત્રવડે (वामस्कंधे) ડાબે ખભે કરવી,

ॐतन्मेअस्तुत्र्यायुषं. इति

આ મંત્રવડે(पृष्टे) પછવાડે(કુંભરે) કરવી. इत्येवं એ રીતે पंचभिर्मंत्रैः પાંચ મંત્રવડે

पंचांगेषुत्रिपुंड्रंकृत्वा॥

પાંચ ઠેકાણે ત્રણ ત્રણ રેખાઓ કરવી.

प्रातःसंध्याकुर्यात्

પછી પ્રાતઃ સંધ્યા કરવી.

इतिश्रीवासुदेवकृतेप्रयोगदीपोक्तनद्यादुष्णोदकेनगृहस्नानविधिः॥

એ રીતે શ્રી મંગળશંકરે પ્રયોગદીપના અનુસંધાને નદીયે વા ઉના પાણીયે ઘેર પ્રાતઃ સ્નાન કરવાની વિધિઃ॥

# ॥ अथ प्रातःसंध्या प्रारंभः ॥

હવે પ્રાતઃ સંધ્યાનો આરંભ કરવો. હાથ જોડીને

नत्वासरस्वतींदेवींत्रयीरचितविग्रहां॥संध्याविधि प्रवक्ष्येहंविप्राणांहितकाम्यया॥

સરસ્વતી દેવીને નમસ્કાર કરીને જે રચેલી સંધ્યા છે તે બ્રાહ્મણના હિતને અર્થે કહુંછું.

कर्त्ताहस्तौपादौप्रक्षाल्य॥

સંધ્યા કરનારને હાથ પગ ધોવા.

धृतशुद्धवस्त्रोत्तरीयो॥ बद्धशिखो,बधकच्छो.

ધોએલું ચોખ્ખું વસ્ત્ર પેહેરવા વગરનું હોયતે વસ્ત્ર પેહેરવું. ઉપવસ્ત્ર રાખવું. ચોટલીની ગાંઠ વાળવી.ચારે છેડે ધોતિયું પેહેરવું.

दर्भपाणिः॥

દર્ભ હાથમાં લેવો.

प्राङ्मुखउपविश्य॥

પૂર્વના સામું એટલે સૂર્યના સામું ઉભા રહેવું.વા બેસવું.

उक्तपात्रेजलमादाय.

કહેલાં સાત્વાં પાત્રમાં પાણી લઈ તેમાંથી

दक्षिणकरेगृहित्वा

જમણા હાથમાં લેવું.

तत्रामतर्ज्जन्यासंस्पृश्य॥

ડાબા હાથની (તર્જની) પેહેલી આંગળી જમણા હાથની છેલી આંગળીની નીચે કાંડા આગળ હાથેળીના ખુણા ઉપર અડકાડવી.

मुक्तांगुष्टकनिष्टेन

પછી જમણા હાથનો અંગુઠો ને નાની આંગળી છેલી એ બે છુટા કરી દેવાં,

संहतत्र्यंगुलिनातेनकरेण.

તેના પછી ત્રણ આંગળીઓ એકઠી રાખીને તે હાથમાં.

माषमज्जनपरिमितंजलं

એક અડદ બુડે એટલું પાણી લઈ

त्रिप्रःस्त्रिपिबेत्॥

તે પાણી બ્રાહ્મણને એ રીત ત્રણ વખત પીવું.

ततोहस्तंप्रक्षाल्य

પછી હાથ પાત્રમાં ધોઈ નાખવો.

खान्युपस्पृशेत्।

પછી લોહી નાખવો.

अंगुष्ठमूलेनवारद्वयंओष्ठमुन्मृज्य

અંગુઠાની નીચેથી, બેવાર, હોઠ લોહી નાખવા.

संहताभिस्त्रिभिरंगुलिभिरास्यं॥

(વચલી) ત્રણ આંગળીઓ એકઠી કરીને મોઢે અડકાડવી.

अंगुष्ठप्रदेशिनीभ्यां घ्राणद्वयं

અંગુઠો ને તેની જોડેની આંગળી એ બે એકઠી કરીને બે નાકે અડકાડવી.

अंगुष्ठानामिकाभ्यांचक्षुर्द्वयंश्रोत्रद्वयंच॥

પછી અંગુઠો ને તેનાથી ચોથી આંગળી એ બે એકઠાં કરીને બે આંખોએ ને બે કાને અડકાડવું.

कनिष्ठांगुष्ठाभ्यांनाभिः॥

પછી અંગુઠો ને છેલી આંગળી એ બે એકઠાં કરીને ડુંટીએ અડકાડવું.

करतलेनहृदयं

હાથેળી છાતીએ અડકાડવી.

सर्वाभिरंगुलिभिःशिरः।कराग्रेणांसौचस्पृशेत्॥

પાંચે આંગળીઓ એકઠી કરીને માથા ઉપર અડકાડવી. ને બે ખભે એજ રીતે અડકાડવી.

इत्याचम्य.

એજ રીતે કરે ત્યારે આચમન થયું.

दक्षिणकरेजलंगृहित्वा॥

જમણા હાથમાં પાણી લેવું.

अत्राद्य, अदोमासे, अदःपक्षे, अदास्तिथौ, अदोवासरे.

મહીનો, પખવાડીયું, તિથિ, વાર કહીને નીચે પ્રમાણે કહેવું.

ममोपात्तदुरितक्षयार्थप्रातःसंध्योपासनमहंकरिष्ये

इतिसंकल्प्य.

આ સંકલ્પ કરીને પાણી મુકવું.

पुनराचम्य॥

ત્યાર પછી પાછું આચમન પ્રથમ આગળ કહી ગયા છે તે રીતે કરવું. પછી જમણા હાથમાં પાણી લઇને.

अपहताअसुरारक्षांसिवेदिषदः । इतिमंत्रेण आत्मानंपरितःप्रदक्षिणंजलंपरिक्षिप्य. चतुर्भि

मंत्रैः शिरसीमार्जयेत् ॥

આ મંત્રવડે પોતાની આગળ પાછળ ધારા કરવી.

નીચેના ચાર મંત્રવડે કરીને પોતાના માથા ઉપર મારજન કરવું. (ડાબા હાથમા પાણી લઈ જમણા હાથની વચલી બે આંગળીએ માથા ઉપર ચાર વખતે છાંટવું.) તે આ રીતે

ॐ १. भूर्भुवः स्वः ॥ २ ॥ तत्सवितुर्वरेण्यंभर्गोदेव स्यधीमहि ॥ धियोयोनः प्रचोदयात् । ३ । आपोहि ष्ठामयोभुवस्तानऊर्ज्जेदधातन ॥ महेरणायचक्ष से ॥ योवः शिवतमोरसस्तस्यभाजयतेहनः ॥ उ शतीरिवमातरः ॥ तस्माऽअरंगमामवोयस्यक्ष यायजिन्वथ । आपोजनयथाचनः ॥ ४ ॥ इतिमार्जनं

એ રીતે મારજન કરવું.

अथप्राणायामः ॥

હવે પ્રાણાયામ કરવાની વિધિ

तर्जनीमिध्यमाभिरहिताभिरंगुलीभिर्दक्षिणे नवायुंसमाकृष्य ॥

અંગુઠાથી બીજી ને ત્રીજી એ બે આંગળીઓ છુટી રાખી અંગુઠેવતી જમણા નાકના નાસકોરામાં વાયુ રૂંધવો.

निरुध्ध्यमंत्रंत्रिस्त्रिर्जपित्वा. वामनासिकया.

તે રૂંધીને ત્રણ ત્રણ ત્રણ એટલે નવ વખત ભણવું. પછી ડાબા નાસકોરામાં મંત્ર એક વખત ભણીને રૂંધવો. પછી મંત્ર એક વખત ભણીને.

शनैर्वायुंविसर्जयेत्.(पूरक,कुंभक,रेचक.)तद्यथा

જે માંહિ રૂંધેલો વાયુ ખરાબ તે ડાબા નાસકોરામાંથી પાછો કહાડી નાખવો. એ રીતે નવ વખત મંત્ર ભણવો. તે આ રીતે. (પૂર્વો, રૂંધવો, કહાડી નાખવો.)

ॐकारस्यानुक्तगोत्रोब्रह्मापरमात्मादेवीगायत्री॥भूर्बार्हस्पत्योभरद्वाजोग्निर्गायत्री॥भुवोमारीचःकश्यपोवायुरुष्णिक्॥ स्वाराहुगणोगोतमः सूर्योनुष्टुप्॥महर्भौमोत्रिर्बृहस्पतीबृहती॥जनोगाथिनोविश्वामित्रोवरुणःपंङ्क्तिः॥तपोभार्गवोजमदग्नीरिंद्रस्त्रिष्टुप्॥सत्यंमैत्रावरुणिर्वसिष्ठोविश्वेदेवाजगती॥ तत्सवितुर्मंत्रस्यगाथिनोविश्वामि

त्रः सविता निचृद्गायत्री ॥ आपोज्योतिर्मंत्रस्य परमेष्ठी प्रजापतिरग्निर्वायुः सूर्यो यजुः ॥ ×प्राणायामे विनियोगः ॥

×(આ બધાનો પ્રાણાયામમાં ઉપયોગ તે આ રીતે)

१ॐ भूः ॥ २ॐ भुवः ॥ ३ॐ स्वः ॥ ४ॐ महः ॥ ५ॐ जनः ॥ ६ॐ तपः ॥ ॐ सत्यं ॥ ७ ॥ ॐ तत्सवि० त् । ८ ॥ ॐ आपोज्योतिरसोमृतं ब्रह्म भूर्भुवः स्वरों ॥ ९ ॥ इति प्राणायामः ॥

ઉપરના મંત્ર નવ છે તે ભણીને ઉપર પરમાણે વીધી સાથે પ્રાણાયામ કરવો પછી જમણા હાથમાં પાણી લેવું. તે નીચે મુજબ ભણીને એકવખત આચમન કરવું તે આ રીતે.

ततः । सूर्यश्चेति मंत्रस्य याज्ञवल्क्य उपनिषदृषिः ॥ सूर्यमन्यूपतयो रात्रयश्च देवता ॥ गायत्री पांङ्क्ति विराजत्स्छंदांसि ॥ ×आचमने विनियोगः ॥

×(એ સૌનો આચમનમાં ઉપયોગ છે.)

ॐ सूर्यश्च मा मन्युश्च मन्यूपतयश्च मन्युकृतेभ्यः

पापेभ्योरक्षंतां।यद्रात्र्यापापमकार्षंमनसावाचा

हस्ताभ्यांपद्भ्यामुदरेणशिश्नारात्रिस्तदवलुंपतुय

त्किंचदुरितंमयिइदमहंमाममृतयोनौसूर्येज्यो

तिषिजुहोमिस्वाहा॥इत्येकआचमनं

એ રીતે ભણીને એક આચમન કરવું. પછી આપો હિષ્ઠાએ મંત્રના સુકતવડે પ્રથમની રીતે માર્જન કરવું. તે મંત્ર આ રીતે

आपोहिष्ठेतिनवर्चस्यसूक्तस्यत्रिशिरास्त्वाष्ट्रः

सिंधुद्वीपोवांबरीषआपोगायत्री।।पंचमीवर्द्धमाना

सप्तमीप्रतिष्टा।अंत्येद्वेअनुष्टुभौ।×मार्जनेविनियोगः।

×(સહુનો માર્જનમાં ઉપયોગ છે.)

ॐआपोहिष्ठामयोभुवस्तानऊर्जेदधातन॥म

हेरणायचक्षसे॥१।।योवःशिवतमोरसस्तस्य

भाजयतेहनः॥उशतीरिवमातरः।२।तस्माअरं

गमामवोयस्यक्षयायजिन्वथ॥आपोजनयथाच

नः॥३॥शन्नोदेवीरभिष्टय आपोभवंतुपीतये॥ शंयोरभिस्रवंतुनः।४।ईशानावार्याणांक्षयंतीश्च र्षणीनां॥अपोयाचामिभेषजं॥५॥अप्सुमेसोमो अब्रवीदंतर्विश्वानिभेषजा॥अग्निंचविश्वशंभुवं ॥६॥ आपःपृणीतभेषजंवरूथंतन्वे३ममः॥ज्यो क्चसूर्यंदृशे॥७॥इदमापःप्रवहतयत्किंचदुरितं मयि॥यद्वाहमभिदुद्रोहयद्वाशेपउतानृतं॥८॥ आपोअद्यान्वचारिषंरसेनसमगस्महि॥पयस्वा नग्नआगहितंमासंसृजवर्चसा॥९॥इतिऋचंते

એ રીત એક રૂચાએ. વા અર્ધરૂચાએ.

अर्द्धचांते, पादांतेवाशिरसीमार्जनंकुर्यात्॥

વા પદ રૂચાને અંતે, માથે, પ્રથમ પરમાણે માર્જન કરવું.

इतिमार्जनं, अथाघमर्षणं ॥

એ રીત માર્જનં. હવે (શરીર માહિ અંતરમાં અઘોર પાપ કરેલું હોય તેને ધોઈ નાખવા સાર.

तद्यथा, दक्षिणकरंगोकर्णवत्कृत्वा॥

તે આરીતે, જમણા હાથની હાથેળી ગાયના કાન સરખી કરવી.

तत्र जलंप्रक्षिप्य।नासिकाग्रेनित्वा।

તેમાં પાણી લેવું, ને નાકના અણીરાં આગળ રાખીને નીચેનો મંત્ર ભણવો.

ऋतंचेतिसूक्तस्यमाधुच्छंदसोऽघमर्षणोभाववृतोनुष्टुप्।×अघमर्षणेविनियोगः॥ॐऋतंचसत्यं

× (સોનો અઘમર્ષણ કરવામા ઊપયોગ.)

चाभीद्धात्तपसोऽध्यजायत॥ततोरात्र्यजायततः समुद्रोअर्णवः॥१॥समुद्रादर्णवादधिसंवत्सरो अजायत।अहोरात्राणिविदधद्विश्वस्यमिषतोवशी॥२॥सूर्याचंद्रमसौधातायथापूर्वमकल्पयत् ॥दिवंचपृथिवींचांतरिक्षमथोस्वः॥इतित्रिः॥सकद्वाजपित्वा॥दक्षिणनासापुटेन.

આ ત્રણ મંત્ર એક વાર ભણવા. તે પાણી જમણા

નસકોરાંમે ધરી રાખવું. ને

पापपुरुषंजलेनिसरितंविभाव्य.

તે પાણીમાં પાપ પુરૂષ નીસરતો કલ્પીને,

तज्जलमनवलोकयन.वामभागेभूमौक्षिपेत्॥

તે જળ. જોયાવના. ભણીનેડાબી તરફ ભોંય ઉપર નાખી દેવુ.

इत्यघमर्षणं. ततउत्थाय.

ઉપર પરમાણે કરીયેતો અઘમર્ષણં થયુ. હવે ઉભુ થવુ.

तर्जन्यंगुष्ठयोरगतितमुदकांजलिंकृत्वा॥

અંગુઠાને તેની જોડેલી આંગળી એકઠી રાખીને અંજળી કરવી. એ રીતે ફરી જળ ભરીને નીચેનો મંત્ર (ગાયત્રી વડે). ભણીને સૂર્યના સામુ ઉભા રહીને ત્રણ અર્ઘ આપવા.

ॐकारस्यानुक्तगोत्रोब्रह्मापरमात्मादेवीगाय त्री॥समस्तव्याहृतीनांप्रजापतिःप्रजापतिर्बृहती। तत्सवितुर्मंत्रस्यगाथिनोविश्वामित्र :सवितानि चृद्गायत्री॥सूर्यार्घदानेविनियोगः।ॐभूर्भुवःस्वः तत्सवितुर्वरेण्यंभर्गोदेवस्यधीमहि॥धियोयोनः प्रचोदयात्॥१॥इतिप्रणवव्याहृतिगायत्र्यात्म

केचित्केणार्काभिमुखोजले. तदभावे.सुचिस्थले
उर्ध्वंत्रिःक्षिपेत् ॥

પ્રણવને આહુતી સહીત. સૂર્યના સામુ મો કરી અંજળીમાં જળ લઈને. અર્ઘ ત્રણ આપવા. ને જળના હોયતો. તેને અભાવે. સારા ઠેકાણાની ભુજના અર્ઘ ઉંચેથી ત્રણ વખત આપવા. ને અર્ઘ તો ઉંચેથીજ આપવા.

इत्यंजलिः॥उर्ध्वबाहुर्वाकुर्यात् ॥

એ રીતે અંજળી આપવી. હવે ઉપસ્થાન. બે હાથ સૂર્યના સામા ઉંચા રાખીને નીચેના મંત્ર ભણવા.

उदुत्यंचित्रंदेवानामितृवृगद्वयेनउपस्थानंका
त्यायनोक्तं ॥

ઉદુત્યં એ મંત્ર એક. અને ચિત્રંદેવાના એ મંત્ર એક. એ બે વર્ગ વડે ઉપસ્થાનનો પક્ષ. કાત્યાયન સ્મૃતિમા છે. તથા

हरिहरचरणकृताह्निके, अचलकृताह्नि
कदीपकेतुसूक्तेनोपस्थानमुक्त्वा ॥

હરીહરનુ કરેલુ આન્હિકને અચળ આન્હિક દીપમાં. સુક્તનુ ઉપસ્થાનછે. તે પ્રસિદ્ધ છે. ફકત. કાત્યાયન સ્મૃતિમા છે નહી તેથી નીચેના બે મંત્રથી લખેલા છે.

तदपिप्रशस्तं. उदुत्यमित्येकर्चस्यप्रस्कण्वः काण्वःसूर्योगायत्री. ।चित्रंदेवानामित्येकर्चस्य आंगिरसःसूर्यस्त्रिष्टुप्॥×उपस्थानेविनियोगः॥ ॐउदुत्यंजातवेदसंदेवंवहंतिकेतवः।दृशेवि श्वायसूर्यं॥१॥ॐचित्रंदेवानामुदगादनीकंच क्षुर्मित्रस्यवरुणस्याग्नेः॥आप्राद्यावापृथिवीअंत रिक्षंसूर्यआत्माजगतस्तस्थुषश्च॥२।एतदुपस्थानं.

×(એ સહુનો ઉપસ્થાનમા ઉપયોગ છે.)

એ રીતે ઉપસ્થાન ઉપરના ગ્રંથમાં કહ્યું છે. ને નીચે પ્ર માણે સૂક્ત લખ્યાં છે. શાથી જે ખોટું દેખાયે તે વાસ્તે. ફક્ત સંધ્યાતો સુત્રોક્ત છે. કાંઈ મંત્રતંત્રમાં નથી. જે પરમાણે પોતાની શાખાનુ સૂત્ર હોયને તેમાં જે રીતી લખી હોય તેજ પરમાણે સંધ્યા ઈત્યાદી સંસ્કાર વીગેરે કરવાના છે. પછી જાસ્તી કરોતો પોતાની ખુશી. (બીજો પક્ષ ચાલ્યો.) ×(એ સહુનો ઉપસ્થાનમાં ઉપયોગ છે.)

उदुत्यमितित्रयोदशर्चस्यसूक्तस्य.प्रस्कण्वःका ण्वःसूर्योनवाद्यागायत्र्योदशम्याद्यनुष्टुभोऽन्त्यस्तृ

चोरोगघ्नउपनिषदंत्योद्धर्चेशत्रुघ्नश्च। ×उपस्थानेवि
नियोगः॥ॐउदुत्यंजातवेदसंदेवंवहंतिकेतवः॥
दृशेविश्वायसूर्यं।१॥अपत्येतायवोयथानक्षत्रा
यंत्यक्तुभिः॥सूरायविश्वचक्षसे॥२॥अदृश्रम
स्यकेतवोविरश्मयोजनाँअनु॥भ्राजंतोअग्नयोय
था।३।तरणिर्विश्वदर्शतोज्योतिष्कृदसिसूर्य॥
विश्वमाभासिरोचनं॥४॥प्रत्यङ्देवानांविशः
प्रत्यङ्ङुदेषिमानुषान्॥प्रत्यङ्विश्वंस्वर्दृशे॥
५ ॥येनापावकचक्षसाभुरण्यंतंजनाँअनु ॥
त्वंवरुणपश्यसि ॥ ६ ॥ विद्यामेषिरजस्पृ
थ्वहामिमानोअक्तुभिः॥ पश्यंजन्मानिसूर्य ॥
सप्तत्वाहरितोरथेवहंतिदेवसूर्य ॥ शोचिष्केसं
विचक्षण॥८॥अयुक्तसप्तशुंध्युवःसूरोरथस्य
नप्त्यः॥ताभिर्यातिस्वयुक्तिभिः॥९॥उद्वयंत

मसस्परिज्योतिष्पश्यंत उत्तरं ।देवंदेवत्रा सूर्य मगन्मज्योतिरुत्तमं॥१०॥उद्यन्नद्यमित्रमहआ रोहन्नुत्तरांदिवं॥हृद्रोगंममसूर्यहरिमाणंचना शय॥११॥शुकेषुमेहरिमाणंरोपणाकासुदध्म सि॥अथोहारिद्रवेषुमेहरिमाणंनिदध्मसि॥१२॥ उदगादयमादित्योविश्वेनसहसासह॥द्विषंतंम ह्यंरंधयन्मोअहंद्विषतेरधं ॥१३॥इतित्रयोद शर्चसूक्तं ॥

( આ રિતે તેર મંત્રનુ ઉપસ્થાન હવે બીજુ.)

चित्रंदेवानामितिषड्रूचस्यसूक्तस्य।कुत्सआं गिरसःसूर्यस्त्रिष्टुप्॥×उपस्थानेविनियोगः॥

×(એ સહુનો ઉપસ્થાનમાં ઉપયોગ છે.)

ॐचित्रंदेवानामुदगादनीकंचक्षुर्मित्रस्यवरुण स्याग्नेः॥आप्राद्यावापृथिवीअंतरिक्षंसूर्यआत्मा जगतस्तस्थुषश्च॥१॥ सूर्योदेवीमुषसंरोचमानां

मर्योनयोषामभ्येतिपश्चात्।यत्रानरोदेवयंतोयुगानि
वितन्वतेप्रतिभद्रायभद्रं॥२॥भद्राअश्वाहरि
तस्सूर्यस्यचित्राएतग्वाअनुमाद्यासः॥नमस्यंतो
दिवआपृष्ठमस्थुःपरिद्यावापृथिवीयंतिसद्यः॥
॥३॥तत्सूर्यस्यदेवत्वंतन्महित्वंमध्याकर्त्तोर्वि
ततंसंजभार॥यदेदयुक्तहरितःसधस्थादाद्रा
त्रीवासस्तनुतेसिमस्मै॥४॥तन्मित्रस्यवरुणस्या
भिचक्षेसूर्योरूपंकृणुतेद्योरुपस्थे॥अनंतमन्यद्रु
शदस्यपाजःकृष्णमन्यद्धरितःसंभरंति॥५॥
अद्यादेवाउदितासूर्यस्यनिरंहसःपिपृतानिरव
द्यात्॥तन्नोमित्रोवरुणोमामहंतामदितिःसिंधुः
पृथिवीउतद्यौः॥६॥इतिउपस्थानं॥

(આ રીતે ઉપસ્થાન ભણવું.)

ततःस्तिष्ठंनेवदक्षिणंकरंवस्त्रेणाच्छाद्य,रुद्राक्षा
दिमालयाध्यानपूर्वकंमनसाप्रणवव्याहृतिपूर्विकां

गायत्रीमूर्योदयपर्यंतंजपेन्॥

એટલે (ઉપસ્થાન ભણી રહ્યા પછી) ઉભે ઉભેજ જમણા હાથમાં રૂદ્રાક્ષની માળા લઇને તે ઉપર વસ્ત્ર ઢાંકીને ધ્યાન પૂર્વક મનમાં ભણી (અર્થ વિચાર તે) જપ કરવો તે સૂર્ય ઉદય થાય ત્યાં સુધી પ્રાતઃ સંધ્યાનો જપ કરવો.

(अष्टोत्तरसहस्त्र) (अष्टोत्तरशत)

એક હજારને આઠ અથવા એકસોને આઠ વા

(अष्टाविंश) (दश)

અઠાવીશ વા દસ જપવો તે આ રીતે

ॐभूर्भुवःस्वःतत्सवितुर्वरेण्यंभर्गोदेवस्यधीम हि॥धियोयोनःप्रचोदयात्॥इतिमंत्रेण

આ રીતે મંત્ર ઉપર પ્રમાણે નીમ રાખીને જપવો. પછી જમણા હાથમાં પાણી રાખીને નીચે પ્રમાણે ભણવું.

जपानंतरंअनेन (अष्टोत्तरशतगायत्री) जपेन श्रीभगवान्सवितादेवताप्रीयतां॥

આ રીતે ભણીને જળ સૂર્યના સામું મુકવું.

इत्युक्त्वा॥ श्रीसूर्यंप्रणम्य

મુકીને સૂર્યને પગે લાગવું.

गुर्वादीन्प्रणमेत् इति प्रातःसंध્યાविधिः॥

આપણા ગુરૂને પગે લાગવું. આ રીતે પ્રાતઃ સંધ્યાની વીધી છે.

इति श्रीवासुदेवकृत शांखायनशाखीनांआन्हिकदीपेप्रयोगदीपोक्तप्रातःसंध्याप्रयोगः॥

આ રીતે પંડ્યોપ નામક શ્રીમંગળશંકરે શાંખ્યાયન શાખાના આંહ્નિકમાંથી તથા પ્રયોગ દીપના મત એ એના અનુસંધાને આ પ્રાતઃ સંધ્યાનો વિધી સંપૂર્ણ કર્યો છે.

---

अथमध्यानसंध्या. संकल्पेमध्यानसंध्योपासनमहंकरिष्ये

પ્રાતઃ સંધ્યાની પેઠેમ ત્રણ આચમન કરીને સંકલ્પ આત્યાં આગળ હાથમાં પાણી લઇને ઉપર પ્રમાણે સંકલ્પ લો.

इतिसंकल्प्य॥

એ રીતે સંકલ્પ કરીને

प्राणायामानंतरंआचमनेमंत्रः॥

પ્રાણાયામ કરવો, પછી આચમનનો મંત્ર નીચે મુજબ.

आपःपुनंत्वित्यस्य याज्ञवल्क्युपनिषदऋषिः। पूतोवाआपःपृथिवीब्रह्मणस्पतिर्ब्रह्मदेवता।अष्ट पदाष्टिछंदः॥आचमनेविनियोगः॥ॐआपःपुनं तुपृथिवींपृथ्वीपूतापुनातुमां॥पुनंतुब्रह्मणस्पतिर्ब्र ह्मपूतापुनातुमां॥यदुच्छिष्टमभोज्यंयद्वादुश्चरितं मम॥सर्वंपुनंतुमामापोसतांचप्रतिग्रहंस्वाहा॥

આ રીતે એક વખત ભણીને આચમન કરવું.

सकृदंजलिप्रक्षेपः॥उक्तोपस्थानांते

એક અંજલી ભરીને અર્ધ્ય આપવો. પેહેલાં ઉપસ્થાન કહી ગયાં છે. ને

विभ्राड्बृहतीत्या॥दिछयावाजपेत्॥

તે કરયા પછી અવકાશ હોય તો નીચેના મંત્ર ભણવાં.

विभ्राड्बृहदितिचतुर्ऋचस्यसूक्तस्य.विभ्राड् सौर्यःसूर्यजागतमास्तारपंक्तयंतं॥जपेविनियोगः ॥ॐविभ्राड्बृहत्पिबतुसोम्यंमध्वायुर्दधद्यज्ञपता